॥ શ્રી ॥

શ્રી શારદાપીઠ ચાતુર્વર્ણ્ય સર્વ વિદ્યાલયના
સર્વાધ્યક્ષ શ્રીમત્ જગદ્ગુરૂ શારદાપી-
ઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય મહા-
રાજશ્રીની દેખરેખ નીચે
નીકળતી ગ્રન્થમાળા.

મણકો ( ૬ )

# ॥ अथदुर्व्यसनमहामंत्रपंचरत्नानि ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર

॥ शास्त्री गौरीशङ्कर काणिदास ॥

॥ जाणीलाकर ॥



અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિગ એન્ડ જનરલ એજન્સી
કંપની લીમીટેડ—પત્થર કુવા—અમદાવાદ.

સંવત ૧૯૬૫ સન ૧૯૦૯

કિંમત ૦-૧-૬

॥ શ્રી ॥

# શ્રી શારદાપીઠ ચાતુર્વર્ણ્ય સર્વ વિદ્યાલયના સર્વાધ્યક્ષ શ્રીમત્ જગદ્ગુરૂ શારદાપીઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય મહારાજશ્રીની દેખરેખ નીચે નીકળતી ગ્રન્થમાળા.

મણકો ( ૬ )



# ॥ अयदुर्व्यसनमहामंत्रपंचरत्नानि ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર

॥ शास्त्री गौरीशङ्कर काणिदास ॥

॥ जाणीलाकर ॥



અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિગ એન્ડ જનરલ એજન્સી કંપની લીમીટેડ—પત્થર કુવા—અમદાવાદ.



સંવત ૧૯૬૫ સન ૧૯૦૯

કિંમત ૧-૬-૦

# પ્રસ્તાવના.

## દશ હજાર રૂપીઆનો બદલો.

દારૂ વિગેરે પાંચ દુર્વ્યસન કરનારાઓએ આ પુસ્તકમાં લખેલાં દુર્વ્યસન મહામંત્ર તથા તેનો અર્થ સમજી બરાબર વાંચી મનન કર્યા પછી દારૂ વિગેરેનું વ્યસન કરે તો તે તે મંત્રોમાં લખેલ ફળ બરોબરં મળશે એમાં કાંઈ પણ શંકા કરવી નહિ એવા દુર્વ્યસનીઓને મંત્રોક્ત ફલ ન મળે તેને દશ હજાર રૂપીઆ બદલો મળશે માટે બરાબર પુસ્તકમાં લખેલ મંત્રના અર્થનું મનન કરી મંત્ર દેવતા હૃદયમાં ધારણા કરી ફલની ચાહના વાળાએ પ્રવૃત્તિ કરવી.



॥ श्री गणेशायनमः ॥

अथ दुर्व्यसन महामंत्र पंचरत्नानि लिख्यते ।

अस्य अश्रीकर सुरापान महापातक मंत्रस्य श्वेताद्विप ऋषिः । दुर्गन्ध छन्दः । दुष्कीर्ति देवता । दुर्भाषणं वीजं । दुर्व्यापार शक्तिः । दुर्मर्ण कीलकं । आयुरारोग्यैश्वर्यादि विनाशद्वारा कुंभीपाकनरकफलप्राप्त्यर्थं विड्भक्षसुकरयोनिप्राप्त्यर्थंचसुरापानेविनियोगः॥

॥ अथऋष्यादिन्यासः ॥

श्वेतद्विप ऋषये सुरापानाय धिग् धिग् शिरसि । ( सुरापानायेति सर्वत्र ) । दुर्गन्ध छन्दसे । सु० । थूथू मुखे । दुष्कीर्ति देवतायै । सु० । हाहा हृदये । दुर्भाषण बीजाय । सु० । फट्फट् गुह्ये । दुर्व्यापार शक्तये । सु० । छीछी पादयोः । दुर्मण किलकाय । सु० । सर्वाङ्गे ।

## मंत्राणां सप्ताङ्गानि ॥

( १ ) ऋषिः ( २ ) छन्दः ( ३ ) देवता ( ४ ) बीज ( ५ ) शक्तिः ( ६ ) कीलकं ( ७ ) विनियोगः ॥

( १ ) ऋषिः એટલે મંત્રનો દ્રષ્ટા.

( ૨ ) **छन्दः** એટલે મંત્રના અક્ષર ક્રમથી જે મંત્રને જે છન્દ આવે તે છન્દ.

( ૩ ) **देवता** એટલે મંત્રનું ફલ આપનાર દેવતા શાસ્ત્રમાં લખ્યો હોય તે દેવતા.

( ૪ ) **बीज** એટલે જેમ ઘઉં બાજરી વિગેરેના બીજમાં અંકુર ઉત્પન્ન થનાર જે ભાગ છે તે બીજ કહેવાય છે. તેમ મંત્રમાં પણ અમુક અક્ષર બીજ હોય છે. તે અક્ષરનું નામ બીજ છે.

( ૫ ) **शक्तिः** એટલે જેમ ઘઉં બાજરી વિગેરેના બીજમાં અંકુર ઉત્પન્ન કરવાનું જે સામર્થ્ય તેનું નામ શક્તિ તેમજ મંત્રમાં પણ ફલ ઉત્પન્ન કરવાનું જે સામર્થ્ય તેને શક્તિ કહે છે.

( ૬ ) **कीलकं** એટલે જેમ રૂદ્રાક્ષનો મણીકો પુષ્પ વિગેરેમાં સૂત્ર ઓત પ્રોત રહી મણીકા વિગેરેને ધારણ કરે છે તેમ મંત્રોના અક્ષર માત્રમાં ઓત પ્રોત રહી મંત્રાક્ષરના અર્થનો પરસ્પર સંબંધને ધારણ કરે છે એનું નામ કીલક " ઓત એટલે સળંગ અને પ્રોત એટલે પરોવેલું સૂત્ર મણીકા વિગેરેમાં સળંગ છે મણિકા વિગેરે જુદાજુદા છતાં એક સૂત્રમાં પરોવાયેલા છે તેમજ સર્વ મંત્રાક્ષરો વાચ્ય વાચક સંબંધથી એક સળંગ વસ્તુમાં પરોવાયેલા છે. એનું નામ કીલક એજ રીતે સર્વ વાક્યાર્થનો પ્રકાર સમજવો.

લૌકીક વૈદિક વાક્યમાં પદ પદાર્થનો સંબંધ માનેલો છે ને મંત્રમાં અક્ષર અક્ષરાર્થનો સંબંધ માન્યા છે એટલો ભેદ છે.

**( ૭ ) विनियोगः** એટલે જે મંત્રનો જે કામમાં ઉપયોગ કરવામાં આવે તેનું નામ વિનિયોગ.

આ સાત અંગ હોય તેનું નામ મંત્ર ને આ સાત અંગ ન હોય તેનું નામ મંત્ર નથી.

હવે એ સાત અંગના ન્યાસનું સ્થાન.

**ऋषि** નું સ્થાન. મસ્તક ( માથું ) છે કેમકે તે મંત્રનો દ્દષ્ટા છે " **छन्द** " નું સ્થાન મુખ છે કેમકે મંત્ર મુખથી ઉચ્ચાર થાય છે. તેથી તે ( છન્દ ) નું સ્થાન મુખજ હોવું જોઇએ **देवता** નું સ્થાન હૃદય છે કેમકે મંત્ર દેવતાનું ધ્યાન હૃદયમાં કરવાનું છે " **बीज** " નું સ્થાન ગુહ્ય ઇન્દ્રિય છે કેમકે સર્વ પ્રાણી માત્રનું પોત પોતાનું બીજ ગુહ્ય સ્થાનમાં રહે છે " **शक्ति** " નું સ્થાન પાદ છે કેમકે પ્રાણી માત્રની શક્તી પોત પોતાના પાદમાં રહે છે એ સુપ્રસિદ્ધ છે ( **कीलक नुं** ) સ્થાન સર્વ અંગ છે તે સર્વ અંગમાં ઓત પ્રોત રહે છે કેમકે ઉપર બતાવેલા દૃષ્ટાન્તની માફક સર્વ મંત્ર શરીરમાં રહે છે.

આ કલ્પીત મંત્રમાં છન્દ વિગેરેનો ઉપર લખ્યા પ્રમાણે નિયમ રાખ્યો નથી એનું કારણ આતો મંત્રની કલ્પના માત્ર છે પણ તે કલ્પિત મંત્રમાં ૠષ્યાદિકનો અગ્ર કરવાનું જરૂર નથી પરંતુ કેટલાક પાખંડીઓએ જેમ આ દુર્વ્યસન મંત્ર કલ્પેલો છે તેજ પ્રમાણે કોઇ એક સંસ્કૃત ગદ્ય કલ્પિ લેઇ તેનું મંત્ર એવું નામ આપી પોતાને માનનાર શિષ્યોને તે મંત્ર તરીકે ઉપદેશ કરી પૈસા હરણ કરે છે પણ તે મંત્ર નથી મંત્ર તો ઉપર લખ્યા પ્રમાણે

સાત અંગ સહીત જે મંત્ર સંપ્રદાયપારંપર્યોપદેશ ક્રમથી ચાલ્યો આવ્યો હોય તેજ મંત્ર કહેવાય તે જાણવાથી અજ્ઞાની બાલકો પાખંડીઓથી છેતરાય નહિ અને એવા કલ્પિત સંસ્કૃત ગદ્યને મંત્રરૂપથી ઉપદેશ કરનારાઓને પૂછિ શકશે કે તમારો મંત્ર ક્યા રૂપિએ કોને ઉપદેશ કર્યો હતો અને મંત્રના અંગ વિગેરેની શી વ્યવસ્થા છે તે અજ્ઞાની બાલકોની સમજણ માટે આ સ્થલમાં લખ્યું છે.

## अथ करन्यासः

सुरादेव्यै अङ्गुष्ठाभ्यां धिग् धिग् विद्महे तर्जनिभ्यां थूथू धर्म नाशिन्यै मध्यमा भ्यां हाहा

धीमहि अनामिकाभ्यां फट्फट् । तन्नः पापिनि कनिष्ठिकाभ्यां छीछी । प्रचोदयात् करतलकरपृष्ठाभ्यां अस्त्रायफट् ॥ ३ ॥

## ॥ अथ हृदयादिन्यासः ॥

व्यामोहकाय सुरापानाय हृदये । ( सुरापानायेति सर्वत्र) वानर चेष्टाय ।सु०। शिरसि । विवेक ध्वंसकाय ।सु०। शिखायां । निस्स त्वकराय । सु० । कवचे प्रहार मदाय । सु० । नेत्रत्रयोः । अमेध्य पातिने । सु० । अस्त्राय गडमड ॥

**ભાવાર્થ**—આ અશ્રીકર સુરાપાન મહાપાતક મંત્રનો શ્વેતરૂપ એ નામનો રૂષિ છે. દુર્ગન્ધ એ સુરાપાનનો છન્દ

છે કેમકે તેનું ( સુરા ) પાન કરવાથી મુખ દુર્ગંધ મારે છે. દુષ્કીર્તિ એનો દેવતા છે. દુર્ભાષણ ( નબોલવાનું બોલવું ) તેનું બીજ છે, દુર્વ્યાપાર ( નકરવાનાં કામ કરવાં તે સુરાપાનની શક્તિ છે દુર્મરણ ( નિશાના કેપમાં જ્યાં ત્યાં પડી અથડી મરી જવું ) તે એનું કીલક છે આવરદા આરોગ્યતા ધન સમૃદ્ધિ વિગેરેના વિનાશ દ્વારા એ કુંભીપાક નામના નરકની પ્રાપ્તિને અર્થે અને ભુંડના જન્મની પ્રાપ્તિને અર્થે આ સુરા પાનનો ઉપયોગ કરીએ છિએ ॥ **इति विनियोगः** ॥

મંત્રની કલ્પના રૂપકમાં કરી એટલે તેના ન્યાસ વિગેરેની કલ્પના પણ કરવી જોઇએ તો તે અત્રે કરેલ છે. તેનો અર્થ નીચે પ્રમાણે સુરાપાનના ઉપાસકના મસ્તકમાં સુરાપાન મંત્રનો દૃષ્ટા શ્વેતદ્વિપ રૂષિનું સ્થાન છે. । અને સુરાપાનનો છન્દ જે દુર્ગન્ધ તેનું સ્થાન સુરાપાનીનું મુખ છે. લોકમાં જે અપકીર્તિ તે સુરાપાનીના હૃદયમાં ભરી રહે છે । માટે અપકીર્તિરૂપી દેવતાનું સ્થાન હૃદય છે । સુરાપાની ગમે તેમ બોલે એ સુરાપાનનું બીજ હોવાથી તેનું સ્થાન ગુહ્ય ઇન્દ્રિય છે । ન કરવાનું કરવું એ સુરાપાન મંત્રની શક્તિ હોવાથી તેનું સ્થાન સુરાપાની ના પાદ છે । અને દુર્મર્ણું એ સુરપાન મંત્રનું કીલક હોવાથી તેનું સ્થાન દારૂડીયાનું શરીર છે ઉપર લખેલ આવરદા વિગેરેના વિનાશમાં સુરાપાનનો ઉપયોગ છે. ॥ **इति ऋष्यादिन्यास** નો અર્થ

**अथ** કરન્યાસનો અર્થ સુરાપાન ગાયત્રી ઉપરથી સમજાશે**अथ** હૃદયાદિ ન્યાસનો અર્થ

દારૂ પીવાથી જે વ્યામોહ થાય છે તેનું સ્થાન હૃદય

છે કેમકે દારૂ પીવાથી ચીત્ત ભ્રમીત થઇ જાય છે ॥ અને દારૂડીઓ જે વાંદરાની પેઠે યદ્રા તદ્રા ચેષ્ટા કરે છે તેનું સ્થાન સિર ( માથું ) છે કેમકે કેફને લીધે માથુ (મગજ) ભમી જાય છે ॥ ને દારૂડીઆઓને કેમ બોલવું કેમ વર્તવું તેનું બીલકુલ ભાન રહેતું નથી તેનું સ્થાન શીખા કલ્પી છે કેમકે વિવેક એ મનુષ્યની શીખા સ્થાનીય છે. દારૂડીઆનું શરીર નિસ્સત્વ ( કમજોર ) થઈ જાય છે તેનું સ્થાન ખંભા કલ્પેલા છે કેમકે બલ હાથમાં રહે છે તેનો નાશ થાય છે । ને દારૂડીઆઓની આંખો કેફને લીધે અંજાઈ જાય છે તેથી તને કાંઈ સુજતું નથી ને આમ તેમ લોકો સાથે ભીત સાથે અગર સ્ત્રીઓ સાથે અથડાય છે. એટલે લોકો તેને માર મારે છે. માટે માર ખવાડનાર નેત્ર છે ॥ પછી કેફના જોસ્સાથી અને લોકોના ધક્કા ધૂંબીથી અથડાતો અથડાતો ખાડાખડીયામાં અગર ગટરમાં કે મલમૂત્રમાં પડે છે. એ સુરાપાન મંત્રનું અસ્ત્ર છે, હવે ન્યાસ મંત્રના અંતમાં જે नमः શબ્દ ખરા મંત્રમાં ભણાય છે. તે नमः શબ્દને ઠેકાણે धिग् धिग् थू थू हा हा फट्ट फट् छी छी વિગેરે મંત્રની યોગ્યતા પ્રમાણે પલ્લવો આપેલાં છે. આ પ્રમાણેજ પાંચે મંત્રના રૂષ્યાદિ ન્યાસ વગેરેનો અર્થ સમજી લેવો ને સ્પષ્ટ સંસ્કૃત હોવાથી તેનો વધારે અર્થ કર્યો નથી. ॥

॥ अथ ध्यानम् ॥

मद्यपस्यशरीरस्थां । स्त्रीरुपांकज्जलप्रभां ॥
ब्रह्महत्याशिरस्स्कंधां स्वर्णस्स्तेय भूजद्वयीं ॥ १ ॥
सुरापान हृदायुक्तां गुरुतल्प कटीयुतां ॥
सर्वाङ्ग पातकाक्रान्तामनुपाप पदद्वयीं ॥ २ ॥

**उपपातकरोमाढ्यां रक्त केशां दिगम्बरां ॥**
**खड्ग चर्म धरां क्रूरां सुरादेवीं नुमस्सदा ॥ ३ ॥**

**ભાવાર્થ**—મધ પાન કરનારના શરીરમાં રહેલી નારી જાતિ એવી સુરા (દારૂ) નામની દેવીને નમસ્કાર કરીએ છિએ ॥ હવે સુરા દેવીનું શરીર કેવું છે તેનું વર્ણન કરીએ છિએ કાજલ (મેશ) જેવી જેની કાન્તિ છે બ્રહ્મ હત્યાનું પાપજ જેણીનું મસ્તક ને ખંભા છે અને સોનાની ચોરીનું પાપ જેણીની બે ભુજા (હાથ) છે અને સુરા પાનનું પાપ જેણીનું હૃદય છે. ગુરૂ તલ્પનું પાપ જેણીની કેડ છે (પોતાની જણનારી માતા સાપત્ન્ય માતા બેન માસી ફૂઈ કાકી અને ભોજાઇ વિગેરે ગુરૂ પત્નિઓ કહેવાય તેઓની સાથે ગમન કરે તેનું નામ ગુરૂ તલ્પ પાપ કહેવાય છે) બીજાં બધાં અંગ જેણીનાં પાપથી બનેલાં છે અનુપાતક એ જેણીના પગ છે. ઉપપાતક એ જેણીનાં રોમ છે રાતા જેણીના કેશ છે અને નાગી છે. અને તરવારને ઢાલ જેણીએ ધારણ કરેલ છે અને મહાક્રુર જેણીનું સ્વરૂપ છે એમ ધ્યાન કરી ઉપર લખેલા સુરા પાન મંત્રનો જપ કરવો એટલે મંત્રોક્ત ફલ થયા વિના રહેશે નહિ.

અભિપ્રાય એ છે કે, **महापातक** (૧) **अतिपातक** (२) **पातक** (३) **अनुपातक** (४) **उपपातक** (५) **संकलिकर्ण** (६) **मलिनीकरण** (७) **अपात्रीकरण** (८) **जातिभ्रंश करण** (९) **प्रकीर्णक** (१०) એ દશ પ્રકારનાં પાપ છે. તેમાં અમુક અમુક પાપ મહા પાતક ગણાય અને અમુક અમુક અતીપાતક ગણાય. એ પ્રમાણે દશેની ગણત્રી **धर्मशास्त्र** ॥ માં લખેલ છે. તેમાં સુરા પાન એ મહા

પાતકમાં ગણ્યું છે તેનું દેહાન્ત વિના પ્રાયશ્ચિત્ નથી એમ આગળ દેખાડવામાં આવશે અત્રે તે સુરાની અધિષ્ટાત્ દેવતાની કલ્પના કરી ઉપર પ્રમાણે વર્ણવેલ છે ને આ કેવળ કલ્પના છે એમ સમજવું નહિ શાસ્ત્રમાં અઘમર્ષણ પ્રકરણમાં પાપ પુરૂષના ધ્યાનમાં આ બાબત લખેલ છે.

## अथ सुरापान गायत्री मंत्रः

**सुरादेव्यै विद्महे धन धर्म नाशिन्यै धीमहि ॥**
**तन्नः पापिनि प्रचोदयात् ॥ १ ॥**

**ભાવાર્થ—હે** સુરાદેવી તને અમો જાણીએ છિયે અને તે ( સુરાદેવી ) કેવી છે. ધન ( પૈસા ) ને ધર્મનો નાશ કરનારી છે તેવી સુરાદેવીનું હમેશ ધ્યાન કરૂંછું **तत् तस्मात्** તે હેતુ માટે **नः अस्माकं** મારી બુદ્ધીને હમેશ હે પાપીની પાપ કરવામાં પ્રેરણા કર ॥ ૧ ॥

આ પ્રમાણે સુરાપાન દુર્વ્યસન ગાયત્રી મંત્રનો અર્થ અને તેના ઋષિ છન્દ વિગેરેનો અર્થ સમજીને મદ્યપાન ( દારૂ ) ની ઉપાસના કરે તેને વિનિયોગમાં લખેલું કુંભીપાક નરક અને ભુંડના જન્મરૂપી ફળ. થયા વિના રહેશે નહિજ એમ શાસ્ત્રના પ્રમાણથી સિદ્ધ છે. તે બાબત **मनुस्मृति** માં લખ્યું છે કે

**सुरां पीत्वा द्विजो मोहादग्नि वर्णां सुरांपिबेत् ॥**
**तया सकाये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥ ९० ॥**
**अ. ११ ॥ यक्षरक्षः पिशाचान्नं मद्यमांसं सुरासवम्**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नताहविः ॥ ९६ ॥**

अ.११ ॥ अमेध्ये वापतेन्मत्तो ह्यवाच्यं वासमुच्चरेत् ।
अकार्य मन्यत्कुर्याद्वा ब्राह्मणो मद मोहितः ॥ ९५ ॥
अ. ११ ॥
स्वर्णस्तेयि सुरापानि ब्रह्मघ्नो गुरुतल्पगः ॥
चत्वारो नरके यान्ति तत्संसर्गीच पंचमः ॥
स्तेनो हिरण्यस्य सुरांपिबन् गुरु तल्पमावसन्
ब्रह्महा चेते चत्वारो महापातकिनः पंचमस्तैश्चाच-
रन् ॥ श्रुतिः । छान्दोग्ये ॥ अ० मंत्र ॥
तस्मा द्ब्राह्मण राजन्यौ वैश्यश्चन सुरांपिबेत् ॥
श्रुतिः । तैतिरीय ब्रा ॥

ઈત્યાદિ ઘણા પ્રમાણો છે પણ ગ્રંથના વિસ્તાર ભયથી અત્રે લખતા નથી.

**ભાવાર્થ**—બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એઓએ અજાણપણાથી અગર દુખમાં સુખ બુદ્ધિથી જો સુરાપાન કરે તો જે જાતની સુરા પીધી હોય તે સુરાને અગ્નિથી લાલ થાય ત્યાં સુધી ઉકાળી પીજાવી અને તે ઉકાળેલી સુરા વડે ફ-રીને તે ( દારૂપીનાર ) પોતાના શરીરને બાળી નાખે તો સુરા ( દારૂ ) પીવાના પાપથી તે ( પીનાર ) મૂક્ત થાય ॥ ૯૦ ॥ એ શ્લોકનો અભિપ્રાય એમ છે કે બ્રાહ્મણાદિ ત્રણુવર્ણે અજાણથી દારૂ પીધો હોય અને પાછળથી જાણવામાં આવ્યું હોય તો પરલોકને માટે તપાવેલી સુરા ( દારૂ ) પીને શરીર બાળી નાખતું એ એનું ( સુ-રાપાનનું ) પ્રાયશ્ચિત્ત છે. અને આવું દેહાન્ત પ્રાયશ્ચિત જે

ન કરે તો પર લોકમાં અસંખ્યાત વર્ષો કુંભીપાક નરક ભોગવીને પછી અભક્ષ્ય ભક્ષી ભુંડના જન્મને પ્રાપ્ત થાય છે ને આ લોકમાં તો દારૂપીનાર બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યોને જ્ઞાતિ વ્યવહારમાં લેવાયજ નહી કેમકે સુરા (દારૂ) પીનારને દેહાન્ત પ્રાયશ્ચિત્ત છે બીજુ પ્રાયશ્ચિતજ નથી માટે તે આ લોકમાં પાવન થાયજ નહિ

આમાં કોઇ એવી શંકા કરે કે આમ હતું ત્યારે સુરા વિગેરે મહા પાતકી વસ્તુઓને શામાટે ઉત્પન્ન કરી તેના સમાધાન માટે આજ (૧૧) અધ્યાયમાં આ ૯૫ મો શ્લોક છે. તે મધ માંસ સુરા (દારૂ) અને આસવ એ સર્વ યક્ષ રક્ષ અને પિશાચાદિ દુર્દેવતાઓ છે તેઓનું અન્ન છે તેનું બ્રાહ્મણાદિકોએ કદાપી ભક્ષણ પાન કરવું નહિ કેમકે બ્રાહ્મણાદિકોએ સાત્વિક દેવતાઓના ઉપભોગ યોગ્ય હવિઃ (પવિત્ર) અન્નનું ભક્ષણ કરનારા છે માટે તેવી શંકા નિર્થક છે ॥ ૯૫ ॥ અ. ૧૧ ॥

હવે સુરા (દારૂ) પાન કરનારાની કેવી દુર્દશા થાય છે ને કેવું પરિણામ આવે છે. તે દેખાડવા સારૂ આ. ૯૬ શ્લોક છે તેમાં મનુ ભગવાન કહે છે કે સુરા પાનથી ઉન્મત્ત થયેલા બ્રાહ્મણાદિકો માતા પિતા બેન દીકરી વગેરેના રૂબરૂમાં ન બોલવાના શબ્દો બોલે છે અને ન કરવાનું (અગમ્યાગમન ખુન વિગેરે કામ કરી બેસે છે. તે વાત હાલના વખતમાં પ્રત્યક્ષ છે કે દારૂના કેફમાં ખુન કર્યું છે માટે નિર્દોષ તેમજ સોલજરો દારૂના કેફમાં બેભાન બનીને. સ્ત્રીઓની સાથે. બળાત્કાર કરવાની વાતો પણ બહાર આવી છે ને આવે છે. પરંતુ તેઓ દારૂ પીવાના

બાહાનાથી આવા ભયંકર ગુનામાંથી છુટી જાય છે. પણ આવો ગુનો કરાવનાર આ દારૂ પીવાનો બંધ કરવામાં આવતો નથી તે દીલગીરીની વાત છે. ॥ ૯૬ ॥

## મહા પાતકી કોણ કહે છે.

(૧) સોનાની ચોરી કરનાર (૨) સુરા (દારૂ) નું પાન કરનાર (૩) બ્રાહ્મણની હત્યા કરનાર (૪) ગુરૂ સ્ત્રીની સાથે સંગ કરનાર આ ચાર મહા પાતકી નરકના અધિકારી છે અને આ ચાર (મહા પાતકી) નો સંસર્ગ કરનાર પાંચમો છે પણ મહા પાતકી છે અને નરકનો અધિકારીજ છે કારણ કે તેને પણ બીજું પ્રાયશ્ચિત નથી આ શ્લોકનો અભિપ્રાય એમ છે કે મહા પાતક સર્વ પાપ કરતાં પણ ઉગ્ર પાપ છે કે જે મહા પાતક કરનારનો સંસર્ગ કરવાથી પણ નરક પ્રાપ્તિ થાય છે અને તેનું બીજું પ્રાયશ્ચિતજ નથી ॥ અને છાન્દોગ્ય શ્રુતિનો પણ એજ અર્થ છે ॥

**તૈતિરીય** સુરા પાન આવું મહા પાતક કૃત્ય છે માટે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોએ સુરા (દા ) ન પીવી વિગેરે પુષ્કળ શ્રુતિ સ્મૃતિનાં પ્રમાણો છે.

( શ્રુતિ સ્મૃતિના ) આધારે તથા વૈધક શાસ્ત્રના આધારે આ "**દુર્વ્યસન મહામંત્રપંચરત્ન**" રચેલું છે તેમાં અપ્ભ્રંશ સંસ્કૃત વાપરેલું છે. તેમજ લિઙ્ગ વિભક્તિ છન્દાદિકોનો નિયમ રાખ્યો નથી એ દુર્વ્યસનીઓના દુર્ભાષણનું અનુકરણ છે ॥

હાલમાં આ સુરા દેવી સમસ્ત પૃથ્વી મંડલમાં પૂજ્ય થયેલી છે. એટલુંજ નહીં પણ સાર્વ ભૌમ રાજા તેમજ મહા મંડલીક માંડલીક રાજા મહા રાજાઓ અને સામંત

ભૂપાળ શિષ્ટ વિશિષ્ટ વિદ્વાન દેશાઈ મજમુન્દાર માનકરીઓ વિગેરે સમસ્ત સુરા દેવી ના ઉપાસકો છે. માટે તે બાબતમાં કાંઇ વધારે લખવા કે બોલવામાં આવે તો ફસાઇ જવા સંભવ છે પણ પોતાનું રક્ષણ કરીને લોક કલ્યાણ જેટલું બની શકે તેટલું કરિએ છિયે "आत्मानं सततं रक्षेत्" એમ શાસ્ત્રનો નિયમ છે માટે આ બાબતમાં વધારે લખી શકાય એમ નથી.

પૂર્વે આ ભારત વર્ષમાં સુરા દેવીની આટલી ભકતી નહોતી અને કોઇ એક વામા ચારી લોક ગુપ્ત રીતે કોઇ એક વખત સુરા દેવીની ઉપાસના કરતા હતા. એમ સંભળાતું હતું પરંતુ હાલમાં તો જે પશ્ચાત્ય વિવિધ વિદ્યા વિલાસ સદન મુખ કમલ પુરૂષોના મુખમાં આ સુરા દેવી ગડગડાટ ઉતરી જાય છે તે પણ દિવસમાં નિયમેલા પ્રોગ્રામ પ્રમાણે આ સુરા દેવીની ઊપસના કરવામાં આવે છે ને હાલમાં તો સુરા દેવીનો જે ઉપાસક હોય તેજ શિષ્ટ ગણાય છે અને ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ સમુદ્ર મેખલાવાલી યાવત્ પૃથ્વીમાં સુરા દેવીનું ચક્રવર્તિ રાજ ચાલે છે માટે તેની બાબતમાં નિન્દા કરવામાં આવે તો કાયદાના પંજામાં ફસાઈ પડાય તે બનવા જોગ છે કેમકે કાયદાના હિમાયતીઓ પ્રાતિ નિધિક (વકીલો) તથા (ન્યાયાધિશો) પણ સુરા દેવીના ઉપાસકો છે અને અમે કાયદો જાણતા નથી માટે તે સુરા દેવીની બાબતમાં વધારે ન લખતાં સુરા દેવીને તેના (સુરા દેવીના) મંત્ર વડે નમસ્કાર કરીને બાલકોને બોધ માટે આટલું લખીને આલેખ પુરો કરૂં છું ॥

**॥ नमस्कार मंत्रः ॥**

**राजपेयायै विद्महे भारत विप द्रुपायै धीमहि**

तन्न प्राण हर प्रचो दयात् ॥ १ ॥

મંત્રના સાત અંગ ઉપર લખી આવ્યો છું એ મંત્ર શરીરના અંગ છે. એ શિવાય પાંચ અંગ બીજા છે તેનાં નામ **स्तोत्र** (१) **हृदय** (२) **कवच** (३) **पद्धति** (४) અને **पटल** (५) મંત્રનો જપ થયા પછી સ્તોત્ર હૃદય કવચનો પાઠ કરી જવાનો છે તે પૈકી યોગ્યતાનું રૂપ સ્તોત્ર અત્રે લખીએ છીએ

## सुरादेवी स्तोत्र

नमस्तुभ्यं सुरादेवो भ्रान्त्युन्माद प्रदायिनी ॥
राजप्रिये महाक्रूरे धन धर्म विनाशिनी ॥ १ ॥
कोश वृद्धि करो राज्ञां प्रजा प्राण हरां नुमः ॥
विपत्प्रदे भारतानां गौरगानां सुखप्रदे ॥ २ ॥
मांसप्रिये महानिन्द्ये मत्स्याहार प्रिये श्रृणु ॥
द्दोमंत्वद्व्यसना क्रान्तं मां परित्यज सर्वदा ॥ ३ ॥
ब्रह्मनिन्द्ये क्षत्रवन्द्ये श्रृणु देवी वचो मम ॥
कृष्ण वर्णान्परित्यज्य श्वेतद्वीप मितोव्रज ॥ ४ ॥
निर्धने भारते देशे वास स्तवन शस्यते ॥
श्वेत द्वीपे शत गुणं पूज्यसे त्वं महर्निशं ॥ ५ ॥
भारतः सार्वं भौमैश्च तत्र मान्या भविष्यसि ॥
कोटयाधिपाश्च बहवः तत्रास्ते तव सेवकाः ॥ ६ ॥
भारते पाद कृच्छ्रेण स्वात्मा विक्रयसेऽधुना ॥

श्वेत द्वीपे दश गुणा महर्घात्वं हि निन्दिते ॥ ७ ॥
तत्र निन्दा तत्र नहि गौराङ्गै स्सेव्यते सदा ॥
कृष्ण द्वीपे तवाकीर्तिरसह्यासह्यसे कथं ॥ ८ ॥
ततो विहाय द्वीपोऽयं श्वेत द्वीपं व्रजाऽधुना ॥
भवत्या त्रासीतामाध्वी कृष्णाङ्गाःकूपिता भ्रशं ॥९॥
त्वं महर्तु प्रवृत्ताये कृष्णाङ्गा स्तै र्दिवा निशं ॥
बाडयमाना भ्रशार्तात्वं यम लोकं गमिष्यसि ॥१०॥
राजा कोश समृद्धयर्थं रक्षेन्मा मितिचेद्वदेत् ॥
प्रजा प्रियेण राज्ञात्वमचिरान्मृत्यु मेष्यसि ॥ ११ ॥
धन प्राण हरे क्रूरे निर्दये रुधिराशने ॥
मूढे मूढ प्रिये निन्द्ये दुर्गन्धे गन्ध वर्धिनी ॥ १२ ॥
खर्जूरिके महा पापे बर्हन्डे एँगल प्रिये ॥
पैष्टी पिशाच वदने पिशाच त्व प्रदायिनी ॥ १३ ॥
गौडी गौर प्रिये धूर्ते लंपटे लंपट प्रिये ॥
फानसे कूट कपटे कूट वार्ता विवर्धनि ॥ १४ ॥
नीति भ्रंश करि द्राक्षे परस्त्र्यालिङ्गन प्रिये ॥
चौर्य्य द्यूत प्रिये माध्वी सर्वानर्थ प्रदायिनी ॥१५॥
नारि केलोद्भवे नीचे नीचानां प्रिय दायिनी ॥
सद्भिस्तिरस्कृते नित्यं तिरस्कार प्रदायिनी ॥१६॥
वदामिते कर्ण कूपे शृणु मंत्र मिदं मम ॥

यतस्त्वं श्वेत वर्णासि श्वेताङ्गो पितथा विधः ॥१७॥
सजातीयेषु नियतः सहवासः प्रियं करः ॥
अतो गच्छ सुरे शीघ्रं श्वेत द्वीपं महात्मनां ॥१८॥
श्वेताङ्गानांनरोचन्ते कृष्णवर्ण समागमं ॥
आफरिकादि देशेषु काष्णानां नप्रवेशनं ॥१९॥
कथं तव सुरे वासः कृष्ण वर्णेषु शस्य ते ॥
धिग्त्वां कुलघ्ने निर्लज्जे कुलाङ्गारे धनप्रिये ॥२०॥
मापरि त्यज लोभेन वर्णार्हं भावमात्मनः ॥
नस्पृष्टव्या त्वयामाध्वी कृष्णवर्णान् कदाचन ॥२१॥
त्वं राज पूजिता देवी राज्यानर्हा चते पुनः ॥
अत स्तवच तेषांच साम्यं नास्ति कदाचन ॥२२॥
वर्णा धिकारतश्चापि हीनास्ते कृष्ण वर्णिनः ॥
अतस्त्वदनुरूपेण श्वेताङ्गान्गच्छमाचिरम् ॥२३॥
नमस्ते स्तु सुरादेवी रक्षमां शरणा गतम् ॥
श्वेतद्वीपंव्रजशीघ्रं धूल्यात्वां वर्धयाम्य हम् ॥२४॥
इतो गच्छ ततो गच्छ कुत्रवा गच्छ दुर्भगे ॥
अन्यथात्वांहनिष्यामि नात्र कार्या विचारणा ॥२५॥
भोभो जाग्रतु क्षात्र संघनिवहः किंनि द्रयसे मुग्धवत्
मद्यैर्व्यात्तमुखैः कराल दशनैस्सर्वजगद्भक्षितं ॥

સ્તોત્રનો ભાવાર્થ હે સુરા દેવી તમને નમસ્કાર કરીએ છિયે તે કેવી છે. ભ્રાન્તિને ઉન્માદને આપનારી છે. ॥ રાગ

ને પ્રિય છે અત્યંત નિર્દય છે પ્રજાનું ધન અને ધર્મનો નાશ કરનારી છે ૧ તું રાજાઓના ખજાનાની વૃદ્ધિ કરનારી છે પ્રજાના પ્રાણ હરણ કરનારી છે ભારત વર્ષની પ્રજાને મહાન્દુખ આપનારી છે અને ગૌરવર્ણ પ્રજાને સુખ આપનારી છે ૨ તને માંસ ઘણું પ્રિય છે અને તું મહા નિંદ્ય છે મત્સ્ય ( માછલા ) નો આહાર કરનારને તું ઘણી પ્રિય છે એવા સ્વભાવની હે સુરાં દેવી તું અમારી વાત સાંભળ. ।। તારા વ્યસનથી દબાયેલો દીન છું એવા મને તું સદા ત્યાગ કર તમને હું ત્યાગ કરવા શકતીમાન નથી પણ તમે મહેરબાની કરીને અમારો ત્યાગ કરો ૩ હે બ્રહ્મ નિન્દયે હે ક્ષત્ર વંન્દયે હે સુરા દેવી મારૂં વચન સાંભળો. કૃષ્ણવર્ણ માણસોનો ત્યાગ કરીને આ ભારત ભૂમિમાંથી શ્વેતદ્વીપ પ્રત્યે જાઓ ૪ આ નિર્ધન ભારત દેશમાં રહેવું એ તમોને યોગ્ય નથી શ્વેતદ્વીપમાં આ ભરતખંડ કરતાં તમે સો ગણા પૂજાઓ છો ૫ ભારતખંડના સાર્વ ભૌમ રાજા છે તેમના વડે તમો શ્વેતદ્વીપમાં સન્માન પામશો અને શ્વેતદ્વીપમાં કોટયાધીશો સેકડો તમારા સેવકો છે ૬ આ ભારત વર્ષમાં એક પાવલીની કીમતે તમો વેચાઓ છો શ્વેતદ્વીપમાં દશ ગુણું મૂલ્ય તમારૂં આવશે, આ ભારત વર્ષમાં તમો નિન્દાઓ છો ૭ અને શ્વેતદ્વીપમાં ગૌરવર્ણ પ્રજા તમારી ભકતીથી સેવના કરે છે આ કૃષ્ણદ્વીપમાં રહીને અસત્ય અપકીર્તિ શા મટે સહન કરો છો ૮ માટે આ દ્વીપનો ત્યાગ કરી શ્વેતદ્વીપમાં પધારો હે માધ્વી ( મૌડી ) તમારાથી ત્રાસ પામેલી કૃષ્ણવર્ણ પ્રજા હાલમાં ઘણીજ કોપાયમાન થયેલી છે ૯ અને એ કોપાયમાન થયેલી કાળા-

વર્ણુની પ્રજા તમને મારી નાખવા રાત દિવસ ઉપાય કરે છે ને જો તમે શ્વેદ્વીપમાં નહિ જાઓ તો કાળી પ્રજાના મારથી તમે થોડા દિવસમાં યમ લોકમાં જશો ૧૦ રાજા પોતામો ખજાનો વધારવા માટે અમારૂં રક્ષણુ કરશે એમ તમો કહોતો પ્રજા પ્રિય એવા રાજા વડે તમે થોડા વખતમાં મૃત્યુ પામશો ૧૧ ધન અને પ્રાણુની હરણુ કરનારી હે નિર્દયે હે લોહિ પીનારી હે મૂઢ પ્રિયે. હે લોક નિન્દયે હે દુર્ગંધે હે મોક્ષના ગંધને વધારનારી તમે આહી (ભારતવર્ષમાં) થી જાઓ નહિ તો થોડા વખતમાં મરશો ૧૨ હે ખજુરી કે ( ખજુરીમાંથી ઉત્પન્ન થનારી ) મહા પાપે ( હે એંગ્લોને વાહલી હે બરૈન્ડી પિશાચના જેવા ગોરા વાળી હે પૈષ્ટી ( આટામાંથી ઉત્પન્ન થનારી ) તારા સેવન કરનારને ભૂત યોની આપનારી હે પૈશાચી તું આહીથી જા. ૧૩ હે ગૌડી ( ગોળમાંથી ઉત્પન્ન થનારી ) ગૌરવર્ણું પ્રજાની પ્રિયે હે ધુતારી હે લંપટે (શિનાળું કરનારી ) લંપટ પ્રિયે ( વ્યભિચારીની પ્રિય ) એવી તું આહીથી જા હે ફ્રાનસે ( ફણુસમાંથી ઉત્પન્ન થનારી ) તું કુડ કપટની ભરેલી છે જુગા બ્યાપારની વૃદ્ધિ કરનારી છે ૧૪ હે દ્રાક્ષે ( ધરાખમાંથી ઉત્પન્ન થનારી ) તું નીતિથી ભ્રષ્ટ કરનારી છે અને પર સ્ત્રિના આલિંગન કરવામાં તું પ્રિતિવાળી છે માટે આહીથી શ્વેતદ્વીપમાં જા. હે માધ્વી ( મોડી મોડામાંથી ઉત્પન્ન થનારી ) તારે ચોરી કરવીને જુગાર ખેલવું એ બે વાત તને પ્રિય છે અને તું સર્વ અનર્થને આપનારી છે ૧૫ હે નારીયેળની પુત્રી હે નીચે અને નીચને પ્રસન્ન રાખનારી સત્પુરૂષોએ તીરસ્કાર કરેલી

હમેશ તીરસ્કાર અપાવનારી ૧૬ હે સુરા દેવી તમારા કાનનાછિદ્રમાં હું એક ખાનગી સલાહ આપું છું તે સાંભળો કે જે હેતુ માટે તું શ્વેત વર્ણની છે અને શ્વેતદ્વીપની પ્રજા તે પણ સફેદ છે ૧૭ સજાતિના સહવાસમાં રહેવું એ સર્વને પ્રિય કર હોય છે એવો નિયમ છે માટે તમારી સજાતના મોટા મોટા મહાત્માનો જ્યાં વાસ છે તેવા શ્વેતદ્વીપમાં તું જલદી ચાલી જા. ૧૮ સફેદ વર્ણવાળાને કૃષ્ણવર્ણની પ્રજા સાથે સહવાસ બીલકુલ ગમતો નથી એનો પ્રત્યક્ષ દાખલો એ છે કે આફ્રીકાદિક સફેદવર્ણના જે દેશ છે તે દેશમાં કૃષ્ણવર્ણની પ્રજાને પેસવા પણ ન દેવા એવો પ્રતિબંધ કરવામાં આવ્યો છે. ૧૯ એમ જ્યારે છે. ત્યારે હે સુરા દેવી કૃષ્ણવર્ણ પ્રજામાં તમારો નિવાસ કેમ શોભશે. તારા કુળને હિનપણું લગાડનાર તને ધિક્કાર છે તું લાજ વિનાની છે કુલમાં અંગાર રૂપ છે ને તું ધનની અત્યંત લાલચુ છે ૨૦ ધનના લોભથી તારા પોતાના વર્ણના અભિમાનનો ત્યાગ ન કર હે સુરાદેવી તુ કૃષ્ણ વર્ણની પ્રજાને કોઇ દિવસ અડકવા લાયક નથી ૨૧ કેમકે તું રાજાની પૂજ્ય છે અને એ કાલાવર્ણની પ્રજા રાજ કારભારમાં ના લાયક છે માટે તારેને કાળા વર્ણની પ્રજાને સમાનતા છેજ નહિ. ૨૨ વર્ણથી અને અધિકારથી કૃષ્ણવર્ણ પ્રજા તારાથી હીન છે. માટે તારી યોગ્યતાના અનુસાર શ્વેતાંગ પ્રજાના તરેફ જા. વિલંબ કરીશમાં ૨૩ હે સુરા દેવી તને હું નમસ્કાર કરૂં છું તારે શરણે આવેલ મારૂં તુ રક્ષણ કર તું જલદી જલદી શ્વેતદ્વીપમાં જા. તું શ્વેતદ્વીપમાં જવા નીકળીશ ત્યારે તારા પછાડી ધુળ ઉડાડીને તને માન આપીશું ૨૪ તું અહીંથી જા જ્યાં ત્યાંથી જા શ્વેતદ્વી-

પમાં જા કે ગમે ત્યાં જા પણ ભારત દેશમાંથી જા જાને જા એમ નહિ કરીશ તો અમે તને જીવથી મારીશું એમાં કાંઈ પણ વિચાર કરવામાં આવશે નહિ. ૨૫. इति सुरा देवी स्तोत्र समाप्तं प्र. रत्न.

अथ तमाल पत्र मंत्रः (२) रत्न.

अस्य अश्रीकर तमाल पत्र पातक मंत्रस्य दुर्भाग्य ऋषिः क्षयरोग छंन्दः आयु क्षय करि देवता नेत्रांधं बीजं । अङ्ग शूल शक्तिः । दुस्सङ्ग कीलकम् दुर्भाग्यादि फल प्राप्ति द्वारा अंधतामिश्र नरक फल प्राप्त्यर्थे धुम्र पाने चूर्णा वघ्राणे चविनि योगः ॥

॥ अथ ऋष्यादि न्यासः ॥

दुर्भाग्य ऋषये धिग् धिग् शिरसि । क्षयरोग छन्दसे थू थू मुखे आयु क्षय करी देवतायै हाहा हृदये ॥ नेत्रांध बीजाय फट् फट् गुह्ये । अङ्गशूल शक्तये छीछी पादयोः । दुस्सङ्ग कीलकाय छट् छट् सर्वाङ्गे ॥

॥ अथकरन्यासः ॥

तमाल पत्राय अगुंष्टाभ्यां धिग् धिग् । विद्महे तर्जनि भ्यां थू थू । सर्वानर्थ प्रदाय मध्यमा भ्यां हाहा । धीमहि अनामिका भ्यां फट् फट् । तन्न

अल्पायुः कनिष्ठिं काभ्यां छीछी । मषो दयात् क-
रतलकरपृष्टाभ्यां छद् छद् ॥

॥ अथ हृदयादि न्यासः ॥

करन्यास वत् ॥

વિનિયોગનો અર્થ દુર્ભાગ્ય અને ક્ષય રોગ આવરદાની હાની નેત્રાંધ અને શરીર શૂળ અને નીચનો સંગ ઇત્યાદી ફળ પ્રાપ્રિ દ્વારા અંધતામિશ્ર નરક પ્રપ્તિને અર્થે તમાકુ પાન કરૂં છું તથા સુંઘણી સુંઘું છું.

॥ अथ मूलगायत्रीमंत्रः ॥

तमाल पत्राय विद्महे सर्वा नर्थ मदाय धीमहि
तन्न अल्पायु मचो दयात् ॥ १ ॥

ભાવાર્થ—હે તમાકુ તમને અમે જાણીએ છિએ. તમે ઉપર લખેલ સર્વ અનર્થને આપનાર છો માટે તમારૂં અમે ધ્યાન કરીએ છિએ માટે અમોને અકાલ મૃત્યુંમાં પ્રેરણા કરો તમાલ પત્રના ઉપાસકને પણ તમાલ પત્ર મંત્રના વિનિયોગમાં કહેલાં સર્વ ફલો મળ્યા વિના રહેશે નહિ એમ દૃઢ વિશ્વાસ રાખવો. ॥ इति तमाल पत्र महा मंत्र

अथ आहिगरल महा मंत्रः (३) रत्न

अस्य अश्रीकर अहि गरल महा मंत्रस्य राज पुत्र ऋषिः मालव छन्दः ॥ अपमृत्यु देवता । मला-वरोधं बीजं । रुधिर शोषणी शक्तिः । मांस शोषणं

कीलकं । जिवन्नरक भोग फल प्राप्त्यर्थे अहि गरल भक्षणे कसुंबा पाने चर्विनि योगः ॥

अथ ऋष्यादि न्यासः

राजपुत्रऋषये शिरसि इत्यादि न्यासः पूर्ववत् ॥

अथकरन्यासः

निद्रा विनाश काय अहिगरलाय अगुष्ठाभ्यां धिग्धिग् । मुख व्यादकाय अ० तर्जनिभ्यां धूंधूं । शिरः कंप काय अ० मध्यमाभ्यां फट् फट् । आचार विनाश काय. अ० अनामिकाभ्यां छठ छठ । मिष्टान्न लोलुपाय. अ० कनिष्टिकाभ्यां थूथू । दारिद्र दायिने अ० करतल करपृष्ठाभ्यां हाहा फट् ॥ अहि गरलाये ति सर्वत्र ॥

॥ अथ हृदयादि न्यासः ॥

लोक धिक्कृताय अहिगरलाय हृदये । शिष्ट वहिष्कृताय अ० शिरसि । अप्रमाणिकाय अ० शिखायां । जात्यभिमान त्याजकाय. अ० कवचे ॥ अप् मृत्यु कराय अ० नेत्रयोः निस्सत्वकराय अ० अस्त्रे ॥

ભાવાર્થ—આ અશ્રીકર અહિફેન (अफीण) મહા મંત્રનો રજપુત નામનો ૠષિ છે માલવ છન્દ છે કેમકે તે (અફીણની

માલવામાં ઉત્પત્તી છે અકાળ મૃત્યુ તેની દેવતા છે મલાવ રોધ એ બીજ છે લોહી સુકાવવું એ એની શકિત છે માંસનું સુકાવું (શરીરને ક્ષીણ કરવું) એ એનું કીલક છે. પૈસા આચાર યશના નાશ દ્વારા જીવતાં નરકના ભોગની પ્રાપ્તિ માટે અફીણ ખાવું ને કસુંબો પીવાનો ઉપયોગ છે.

અફીણ ખાનાર **रजपुत नामना ऋषिनुं** સ્થાન માંથા માં છે એટલે અફીણીયા હમેશ માવાં માટે અફીણ આપનારને માથા નમાવે છે માલવ નામનો છન્દ છે તેનું સ્થાન મુખ છે અફીણની ઉત્પતી માલવામાં થાય છે. અપ મૃત્યુ નામની અફીણની દેવતા છે તેનું સ્થાન હૃદય છે. મલાવ રોધ બીજનું સ્થાન ગુદા ઇન્દ્રિય છે કેમકે અફીણના બંધાણીઓને પેશાબને મલનો બંધ કોશ હોય છે તે બંધાણી લોકોને પ્રત્યક્ષ અનુભવ છે રૂધીર સોષણી શકતી છે તેનું સ્થાન બંધાણીના પાદ છે કારણ કે અફીણ ખાનારના પગમાં જોશું તો કેવળ હાડ પીંજરજ દેખાશે રૂધીરનો લેશ માત્ર દેખાશે નહિ. ।। માંસ સોષણ નામનું કીલક છે તેનું સ્થાન સર્વ અંગ છે કારણ કે અફીણ ખાનારના આખા શરીરમાં માંસ બીલકુલ નથી હોતું કેવળ હાડ પીંજર(હાડકાનો માળો)હોય છે. ।। **इति ऋष्यादि न्यासः** કરન્યાસ ને હૃદયાદિ ન્યાસનો અર્થ સ્પષ્ટ છે.

## अथ मूळ मंत्र

**आहिगरलाय विद्महे रुधिर शोषकाय धीमहि तन्नो नारकी प्रचोदयत् ॥ १ ॥**

**( ४ ) रत्न ॥ अथ भृङ्गीपानमहामंत्रः ॥**

अस्य अश्रीकर भृङ्गी पत्र मंत्रस्य दुर्गुण ऋषिः । संमोह छन्दः । उन्माद करी देवता । विपरित बुद्धिः बीजम् । अत्या हार शक्तिः । अन्धा धुन्धः कीलकं । संधि वाय्वादि रोग फल प्राप्त्यर्थे भृङ्ग पाने विनियोगः ॥

ऋष्यादि न्यासः पूर्ववत् ॥

રૂષ્યાદિ ન્યાસ પ્રથમના પ્રમાણેજ

अथ मूळ मंत्रः

भृङ्गी पत्राय विद्महे उन्माद कराय धीमहि ॥
तन्नो दुर्व्यसन प्रचो दयात् ॥ १ ॥

**ભાવાર્થ**—આ અશ્રીકર ભાંગ પાન મહા મંત્રનો દુર્ગુણ રૂષિ છે સંમોહ જેનો છન્દ છે ઉન્માદ કરનાર દેવતા છે વિપરીત બુદ્ધિ બીજ છે. અત્યંત અહાર (જાસ્તી ખાવું) તેની શકતી છે । અંધા ધુન્ધ તેનું કીલક છે. સંધિવા વિગેરે રોગ રૂપી ફળની પ્રાપ્તી માટે ભાગ પીવામાં ઉપયોગ છે.

હે ભાંગ (લીલાગર) તને અમે જાણીએ છિએ. અને બેભાન (ગાંડા) કરનારી એવી તારૂ ધ્યાન કરીએ છિએ અમોને હમેશ દુર્વ્યશનોમાં પ્રેરણા કરો. ॥ ૧

( ९ ) रत्न ॥ अथ चापान महा मंत्रः ॥

अस्य अश्रीकर तृण काथिका पान महा मंत्रस्य

गौर चर्म ऋषिः । होटल छन्दः । त्वचोष्ण करी देवता हृदय ग्रन्थी बीजं । धन विनाशनि शक्तिः प्लीहा रोग कीलकम् । क्षुन्निद्रा विनाशनार्थे चापाने विनियोगः ॥ ऋष्यादि न्यास पूर्व वत् ॥

### अथ मूळ मंत्रः

तृण क्वथि कायै विद्महे आसाम देशिन्यै धीमही तन्न चा देवी प्रचो दयात् ॥ १ ॥

ભાવાર્થ—આ અશ્રીકર ચા પાન મંત્રનો ગૌર ચર્મ નામનો ૠષિ છે. હોટલ છન્દ છે તજાગરમી દેવતા છે. કાળજામાં ગાંઠ થવી બીજ છે. પૈસાનો નાશ કરવો એ શક્તિ છે. પ્લીહા રોગ આ ચા પાન મંત્રનું કીલક છે ભુખને ઉંઘનો નાશ કરવામાં આ ચા પાન મંત્રનો ઉપયોગ છે ૠષ્યાદિ ન્યાસ તથા કરન્યાસ તથા હૃદયાદિ ન્યાસ પૂર્વની માફક સમજવા. ॥

इति श्री दुर्व्यसन महामंत्र पंचरत्न समाप्तः श्रीमज्जगद्गुरु शंकराचार्य शारदापीठ द्वारका संस्थानाधीश्वर स्वामि वर्याणा माज्ञाङ्कितस्य सुंदरजटावल्लभात्मजस्य शंकर शर्मणो भट्टाचार्यस्यैषाकृतिः



૨ ખબર.

મળવાનું ઠેકાણું.

જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શારદા-

મુ. સ્વારી.

દ્ધ કર્તાને ત્યાંથી મુ.

( શારદાપીઠ ચાતુર્વર્ણ્ય સર્વ વિ-

ધાલય મુ. ડાકોર.

